આ પ્રમાણે બોલી હેણે અત્યંત ગર્વથી નીચલો હોઠ દાંત તળે કચડયો, અને પોતાના સેનાપતિઓને યુદ્ધની તૈયારીઓ કરવા આજ્ઞા આપી. થોડી વારમાં જ તેઓ સઘળા શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઈ રાજમહેલના આંગણામાં આવી હાજર થયા. તારકાસુર પણ સુસજ્જિત થઇ રથમાં બેસી યુદ્ધ કરવા બહાર નીકળ્યો. હેની પાછળ સૌ સૈન્ય ચાલવા માંડયું. દૈત્યસેનાના ભયંકર અવાજથી સમુદ્રમાં પણ ક્ષોભ થવા લાગ્યો.

આ વખતે તારકને અનેક અપશકુનો થયાં: હેના સૈન્યના માથા પર ગીધ કાગડા વગેરે ઘોર પક્ષીઓની હાર કર્કશ અવાજ કરતી ચાલવા લાગી. પ્રથમ તો એટલું ભયંકર વાવાઝોડું થયું કે હેનાં છત્રોના દાંડા અને ધજાઓ ભાંગી ગયાં, સૈનિકોનાં આંખ નાક ધૂળથી પૂરાઈ ગયાં, અને હાથી ઘોડા રથ વગેરે ધૂળથી ઢંકાઇ ગયાં. ત્યાર પછી એકાએક હેના સૈન્યના માર્ગમાં વચ્ચે થઇને ફુંફાટા મારતા અનેક ભયંકર સર્પો ચાલ્યા ગયા. સૂર્યની આજુ-બાજુ એક ભીષણ કુંડાળું જણાવા લાગ્યું. દૈત્યસેનાનું રક્ત પીવા તત્પર થઇ રહ્યાં હોય એવાં શિયાળવાનાં ટોળાં બરાડતાં આમ તેમ ફરવા લાગ્યાં. દિવસે પણ હેના સૈન્યની આજુબાજુ ચંચળ તારાઓ ખરવા લાગ્યા. તે વખતે આકાશમાં વાદળાનું નામ સરખું યે નહતું, છતાં એકાએક ભયંકર કડાકા સાથે વીજળીઓ પડી; આકાશમાંથી કોઈવાર લોહી અને હાડકાં, તો કોઇ વાર બળતા અંગારાનો વરસાદ પડવા લાગ્યો. તેવામાં એકદમ ભૂકંપ થયો, જેથી દૈત્યસેનાના યોદ્ધાઓમાંના કેટલાક પરસ્પર અથડાઇ મૂઆ. વારંવાર રુદન કરતાં કૂતરાંનો અવાજ હેમના કાને પડતો. આ ઉપરાંત, તારકાસુરના કિરીટમાંથી અશ્રુબિંદુઓની માફક મોતીઓ ખરવા લાગ્યાં; અને હેની ધજા પર ફૂત્કાર કરતો એક ભયંકર સર્પ દેખાવા લાગ્યો. સૈન્યમાં એકાએક આગ ફાટી નીકળી, જેથી હેનાં ધનુષ્, બાણ, ભાથાં, રથ વગેરે બળી ગયાં. આ અને આવાં અનેક અપશકુનો થયા છતાં, બુદ્ધિમાન પ્રધાનોએ હેને સમજાવ્યો છતાં, તારકાસુર પોતાના નિશ્ચયમાંથી ડગ્યો નહિ. તે તો યુદ્ધક્રીડા માટે અત્યંત ઉત્સુક થઈ રહ્યો હતો.

તેવામાં આકાશ વાણી સંભળાઈ:

" હે મદાંધ તારક ! મદનના ગર્વનું ગંજન કરનાર

મહાદેવના પુત્ર સામે યુદ્ધ કરવા જઈશ મા. એને જન્મે માત્ર ૭ જ દિવસ થયા છે છતાં ત્હેના તેજ સામે ટકી શકવાનું ત્હારામાં સામર્થ્ય નથી. જેણે સેંકડો ગગનભેદી શિખરોથી વિભૂષિત થયેલા ક્રૌંચાદ્રિને એક બાણથી ફાડી ત્હેમાથી માર્ગ બનાવ્યો તે વીરની સાથે વિરોધ કરવામાં કાંઈ માલ નથી. જેણે ભગવાન શંકર પાસેથી ધનુર્વેદનું અધ્યયન કરી એકવીસ વાર પૃથ્વી નિઃક્ષત્રિય કરી એવા જગદ્વીર પરશુરામની પણ આ કુમાર સાથે યુદ્ધ કરવાની હિંમત ચાલતી નથી, તો તું આ બળીઆ સાથે બાથ ભીડવી મૂકી દેજે. તું એને શરણે જા, અને ચિરંજીવી થઈ રહે.”

આ પ્રમાણે આકાશવાણી સાંભળી તારકાસુર ક્રોધમાં આવી જઈ ઉત્તર આપવા લાગ્યોઃ

“અરે! આકાશમાં રખડનાર દેવતાઓ! કુમારનો પક્ષ લઈ ત્હમે મ્હને ઉતારી પાડવા માંગો છો! મ્હારા બાણના પ્રહાર એટલામાં ભૂલી ગયા કે? કાલે સવારે જન્મેલા છોકરાના પરાક્રમનો બડબડાટ કેમ કરો છો! આખો જન્મારો તપશ્ચર્યા કરનાર શંકરના બાપડા ન્હાના છોકરાને ત્હમારે લીધે મ્હારે મારવો પડશે. પણ તે પહેલાં તો ત્હમનેજ પૂરા કરીશ.”

ત્હેનો ભયંકર અવાજ સાંભળી આકાશમાંથી બોલનાર દેવો ભયભીત થઈ દૂર નાસી ગયા.

તારકાસુરે આવેશમાં આવી મ્યાનમાંથી તલવાર કાઢી અને રથને જલદીથી ઇંદ્ર પાસે લઇ જવા માટે સારથિને આજ્ઞા આપી. તરતજ સારથિએ ઘોડાની લગામ છુટી મૂકી દીધી. થોડી વારમાં દેવ દાનવની સેનાઓનો પરસ્પર ભેટો થયો. તારકને એટલો હર્ષ થયો કે ત્હેના શરીરે રોમે રોમ ઉભાં થઈ ગયાં અને ઉભય સેનાએ ચીત્કાર કરી પરસ્પર પ્રહાર કરવા શરૂ કર્યાં.

કેટલાક વખત સુધી ઘોર યુદ્ધ કરી, તારકે શત્રુ સૈન્યમાં વારંવાર ભંગાણ પાડયું. પણ કુમારના પરાક્રમ તથા ઉત્સાહથી દેવો પાછા ભેગા મળી યુદ્ધ કરતા. તેથી તારકે ઇંદ્રાદિ મુખ્ય મુખ્ય દેવોને નાગપાશથી બાંધી લાચાર બનાવી દીધા. આથી તેઓ સઘળા કુમારને શરણે ગયા. ત્હેણે દૃષ્ટિપાત માત્રથી ત્હેમનાં બંધનો કાપી નાંખ્યાં,

અને તેઓ ફરી બેવડા ઉત્સાહથી યુદ્ધ કરવા ગયા. ઈન્દ્રાદિ દેવોન નાગબંધનો કપાયલાં જોઈ તારક ત્હેમની સાથે યુદ્ધ કરવું મૂકી દઇ કુમાર સામે ગયો અને વિનય તથા કરુણાથી કહેવા લાગ્યો:

"અરે તપસ્વિબાળક! ત્હારૂં અભિમાન છોડી દે, અને ઇંદ્ર કાર્ય મૂકી ચાલતો થા. બાળકોને રમવા લાયક ત્હારાં શાસ્ત્રાસ્ત્રો વ આવા ઘોર સંગ્રામમાં તું શું કરી શકવાનો છે, ભલા? નાહક મ્હાર તીક્ષ્ણ બાણોથી માર્યો જઇશ. માટે વેળાસર ઘેર પહોંચી માબાપન ખોળામાં માથાં મૂકી રમવા મંડી જા. અગાધ સમુદ્રમાં પોતે ડુબત પહેલાં એ ઇંદ્ર નાહક ત્હને ડુબાવી દેશે!"

તારકાસુરનાં આવાં કરુણાયુક્ત વચનો સાંભળી કુમારે ક્રો કરી પોતાના ધનુષ્ તરફ જોયું અને ગર્વથી ઉત્તર આપ્યો;

"હે દૈત્યાધિરાજ! ત્હમે જે કાંઈ બોધવચનો કહ્યાં છે સઘળાં યથાયોગ્ય છે! પણ મ્હને ત્હમારૂં ઉત્કૃષ્ટ બાહુબળ જોવાન અત્યંત અભિલાષા છે તો ઝાલો હાથમાં શસ્ત્ર અને ચઢાવો ધનુ પર બાણ!"

પછી બન્ને યોદ્ધાઓનું પરસ્પર તુમુલ યુદ્ધ જામ્યું. કોઇ કોઇનાથ ઉતરે એમ ન હતું. તારકાસુરે પોતાનાં પાર્થિવ અને દિવ્ય સઘળ અસ્ત્રોનો અનુક્રમે ઉપયોગ કર્યા છતાં પણ તે કુમારનો પરાજય સંહાર કરવા શક્તિમાન થઇ શક્યો નહિ. તેથી અંતે તે આવેશમ આવી જઈ રથમાંથી નીચે ઉતર્યો અને જોસથી કુમાર તરફ દોડ્યો કુમારે આ ભયંકર દૈત્યને પોતાના પર આક્રમણ કરતો જોઇ હસત હસતાં ત્હેના તરફ એક દારુણ શક્તિ છોડી. શક્તિએ ત્હેનું હૃદ ભેદી નાંખ્યું. આથી તે નિશ્ચેષ્ટ થઇને ધરણી પર પડ્યો. ઇંદ્રાદિ સઘળા દેવો આનંદમાં આવી ગયા.

